

**અલ્લાહ પાક ફરમાવે છે.—**

અલ્લાહપ- અને નબીવિલ કરીમી (એ નામવાળા) તેના સૂન (હઝરત મોહમદ) પર ઇમાન લાવો જે ( સૂન પોતે અલ્લાહ અને તેના સત્ર ા કલમને માનનાર છે માટે (તેવા રસૂ )ની એતાબી કરશો કે જેથી તમે સાચા માર્ગ મેળવો (પારો ૯ રૂકૂઅ ૧૦)

આર્યસમાજના આગેવાન પંડિત આત્મારામ વડોદરાવાળાએ, મુસલમાનોના કલેમએ તૈયેબમા શિર્ક છે કરીને ઉઠાવેલા વાંધાનુ આશ્ચર્યકારક ખંડન મજકુર વાંધાના મુકાબલામા વેદમંત્રોમા, વેદોની દુઆઓમા, આર્યસમાજીઓની સંધ્યામા અને હિંદુઓમા એકમતે મનાયલા સર્વોત્ત ગાયત્રી મંત્રમા પુરેપુરા શિર્કની સાબેતી

# ઈસલામ પ્રચારક

## ભાગ ૨ જો.

લખી છપાવી પ્રગટ કરનાર

**સૈયદ અલી અકબર કાદેરી નકશબંદી**

ઠેકાણું મછીઓલી કુકુન્તોડ વિભાગ રાંદેર, જીલ્લે સુરત.

સુરત લીમડાચોકમા આવેલા શ્રી "સુંદર" પ્રીન્ટીંગ પ્રેસમા શા વીઠ્ઠલદાસ કીકાભાઇએ છાપ્યું

હિજરી સન ૧૩૪૭ ઇસ્વી સન ૧૯૨૩

પેહલી આવૃત્તિ પ્રત ૨૦૦૦

અંજુમને તઅલીમે ઇસ્લામ રાંદેર તરફથી ભેટ.

બનામે ખોદાએ રહમાનો રહીમ

## વ સલાતો સલામ બર રસૂલે કરીમ

# હોવલ હાદી



વડોદરાના શુદ્ધિ વિભાગ તરફથી બુલેટિન નંબર ૧ કોઇ આર્યસમાજીષ્ટ નામે અનુભવીએ પ્રગટ કીધો હતો તેનો જવાબ ખોદાપાકે પોતાના ફ્ઝલો કરમથી મારી કુદરતોડ કલમ વડે સુંદર રીતે લખાવી સુંદર છાપખાનામા છપાવી એવે વખતે પ્રગટ કરાવ્યો જ્યારે શુદ્ધિ સભાઓના આર્યસમાજી પંડિતો આણુંદમા હઝરત ઇબ્ને શેરે ખોદા ઇમામે ફ્ને મુનાઝિરા મૌલાના મૌલવી સૈયદ મુર્તઝા હુસન સાહેબ ચાંદપૂરીના સિંહનાદની સામે ચું ચું કરવા પોતાના ચેલાઓ સાથે હાજર થયા હતા ભેગી મળેલી સભામાજ તેઓને હાથો હાથ મજકુર જવાબ દેવામાં આવ્યો ત્યાર પછી—

ચર્ખકો કબ યે સલીકા હય સિતમગારીમે
કોઇ મઅશૂક હય ઇસ પર્દએ ઝંગારીમેં

પોતે સતાયલા રહી ગુજરાત પ્રાંતમાં આર્ય પંથથી કેટલા ઇસલામીઓ જાણીતા છે તેની બાતમી મેળવવા માટે બીજાઓના નામથી કેટલાએક લેખ ઇસલામીઓ અને સનાતન ધર્મીઓના ખંડનમા માસ્તર આત્મારામે પ્રગટ કરાવ્યા, પણ જ્યારે મેદાનમાં ઇસલામીઓનેજ આવતા જોયા ત્યારે "મઝહબે ઇસલામપર એક નઝર" ના મથાળાવાળા લેખો પોતાને નામે તેઓ પ્રગટ કરવા લાગ્યાં જેઓમાંનો એક લેખ જે ભારત વિજય પ્રેસ વડોદરામાં છપાયો છે અને જેના પર તારીખ કે નંબર નથી મને મળી આવતા તેમાં ખોદાપાકની તૌહીદ માટે જે મુખ્ય સવાલ હતો તેનો જવાબ અહીં લખુ છું, એટલાજ માટે કે તે ઇસલામનો મોટો રૂકન, દીનનો પાયો અને ધર્મનુ થડ છે બાકીની નજીવી બાબતોના જવાબોને ઇ અ તઆલા કોઇ બીજા ચોપાનિયામા જરૂર પ્રગટ કરીશ કારણ કે જે ધર્મનું મૂળ થડ મજબૂત સાબેત થશે તેની શાખાઓ પાંત્રાઓ ફુલ અને ફળ પણ ઉત્તમ સાબેત થયા વિના રહેશે નહીં

માસ્ટર આત્મારામ અમરિતસરીવાળા લખે છે કે "વૈદિક ધર્મ મે એક ખુદાકો જાન લેનેસે મુક્તિ મિલ સકતી હય, ઇસપર ઇસલામ કે કલમા મે જનાબ હઝરત મહમ્મદ સાહેબકા નામ જોડના પૂરી તૌહીદકો કમઝોર કરના હય"

આર્ય સમાજનો એ કંઇ નવો ઘડી કાઢેલો સવાલ નથી પણ અસલ એ બ્રહ્મો બ્રહ્મસમાજવાળાઓ, નેચરિઓ, થિઓસૉફિસ્ટો યૂરોપના ચૂરીઝમવાળાઓ અને ખાસ કરીને ફ્તેહાદુલ મઝાહિબ ફિરકાવાળાઓનો છે* કારણ કે એ બધા દેહરિયત એટલે નાસ્તિકતાની શાખાઓ છે, અને સમજુ માણસો જાણે છે કે નબુવ્વતને માનવુ એજ નાસ્તિકતાનુ સટાડનાર પહેલુ પગથિયું છે ત્યારે એ લોકો હમેશ એજ કોશિશમા રહે છે કે કોઇ પણ

---

* હઝરત મૌલાના અબદુલ હક સાહેબ હક્કાની દેહલવી (રહ)એ ઇત્તેહાદુલ મઝાહિબવાળા ફિર્કાના રદમા એક કિતાબ "બરહીનુસ્સાકિબ" નામની રચી પ્રગટ કીધી છે તેમાથી કેટલીએક દલીલો આ ઠેકાણે મે નકલ કીધી છે

રીતે એ પગથિયું તૂટી જાય તો આપણો દાવ ફાવે આર્યસમાજીઓએ એ સવાલને પોતાનો હથિયાર એટલાજ માટે બનાવ્યો છે કે જો કોઇના મનમાં એ વાત જરા પણ ઠસી ગઇ તો પછી તેને કહેવામા આવે કે ભાઇ હવે તારામાં અને અમારામા ફરકજ શો રહ્યો તું પણ એકજ ઇશ્વરને માનનાર અને અમે પણ એકલા તેનેજ માનનાર છીએ હિંદુઓ તો દેવતા દેરીઓને માનનારા, મુસલમાનો પેગંબરોને માનનારા છે, માટે તારી જગ્યા તો માત્ર અમારે ત્યાંજ છે અમારી સમાજમા દાખલ થઇ જા

મજકુર ટોળાઓની મતલબ એજ છે કે મુસલમાનો કલીમએ તૈયબ'મા—"લા ઇલાહા ઇલ લલ્લાહો મોહમદુર રસુલુલ્લાહ" જે પઢે છે તેમાં 'લા ઇલાહા ઇલ લલ્લાહ" તો તેઓ ભલે કહે કેમકે પરમેશ્વરને સૌ કોઇનો ઇશ્વર બોલવામાં તો તેઓ બધા એકમત છે, મુસલમાનો અને તેઓ વચ્ચે ફકત જુદાઇ નાખનાર શબ્દો "મોહમદુર રસુલુલ્લાહ" છે જે તેઓને કાટા રૂપી ખુચે છે તે શબ્દોને કાઢી નાખવાની જરૂર છે અને તેથી મજકુર શબ્દોને "શિર્ક ફિલ કલેમ" એટલે તૌહીદના કલેમામાં ભેળી દીધેલો શિર્ક માને છે અને બીજાઓ પાસે તેમ મનાવવા માટે દલીલો રજુ કરે છે.

મજકુર કલેમો પૂરેપૂરો પઢવો સઘળા મુસલમાનો એટલે ઇસલામી દીનનો મુખ્ય અને પહેલો રૂકન ગણે છે, એનું મુખ્ય કારણ એ છે કે ખુદાપાકે દુન્યાની વ્યવસ્થાના જેટલા કામો સરજ્યા છે તે કામોના જુદા જુદા ખાતાઓ ઠેરવી તેને માટે અમુક ખાસ ખાસ નિયમો અને તે નિયમો પ્રમાણે પોતે ચાલી બીજાઓને ચલાવવા માટે જુદા જુદા ઓહ્દાના જુદા જુદા માણસો નીમ્યા છે દાખલા તરીકે માણસ જાતિ જનાવરોની પેઠે જંગલમા જુદી જુદી જગ્યાએ જમીન કે ઝાડો કે પર્વતોની ગુફાઓમાં રેહવાને પસંદ રાખતી નથી, પણ કુદરતી રીતે તે એક બીજાની સાથે હળીમળી ટોળેટોળા સમ્બાબંધ રહેવાને પસંદ રાખે છે તેથી તેઓ માટે રાજ્ય વ્યવસ્થાનો બંદોબસ્ત કરી આપ્યો છે તે વ્યવસ્થાનો બંદોબસ્ત કરવા માટે ખોદાપાકે, દુનીઆ પેદા થઇ ત્યારથી આજસુંધી જે ખાતુ નીમ્યુ છે તેને રાજ્ય વહીવટ કે રાજતંત્ર કહે છે

મજકુર રાજમંડળમા તે મંડળનો એક ઉપરી હોય છે કે જેને રાજા કહે છે વિગેરે અને ગામે ગામે લોકોની ફર્યાદો સાભળવા અને લોકોની અડચણો દૂર કરવા માટે પોતાના હાથ નીચેના પણ વ્યવસ્થા કરવાને યોગ્ય હોય તેવા કેટલાક માણસોને તે દરેક ગામ, શહેર કે ઇલાકાપર પોતાના પ્રતિનિધિ (નાએબ) તરીકે મોકલે છે જેને અનુક્રમે હોકેમ, કલેકટર, ગવરનર અને વૉઇસરૉય આપણે કહીએ છીએ એ વૉઇસરૉય કે ગવર્નરનુ કામ એજ હોય છે કે રાજાના હુકમોને રઇયતને પોહચાડે અને રઇયતની અમુક ફર્યાદને રાજાના દરબારમા રજુ કરે આપણે રાત દિવસ જોઇએ છીએ અને ભુગોળની ચોપડીઓમા ઇલાકા કે સામ્રાજ્યના સામાન્ય જ્ઞાનમા વાચીએ છીએ કે મજકુર ગવર્નર કે વૉઇસરૉયની નીમણુક પોતે રાજાજ કરે છે (વાચો મુબઇ ઇલાકામા કે હિંદના સામ્રાજ્યમા રાજ્ય વહીવટનો પેરેગ્રાફ) વળી જ્યારે જ્યારે આવા ગવરનરો કે ગવર્નર જનરલ બાદશાહ તરફથી નીમાઇ મોકલવામા આવે છે ત્યારે તે ઇલાકા કે દેશના લોકોને તે ગવરનરના નામની ખબર બાદશાહ તરફથી આપવામા આવે છે કે ફલાણા અમીરને મે તમારો ગવરનર નીમ્યો છે ત્યારે રાજાને પોતાના રાજા તરીકે માનવુ જેમ રૈયતપર ભારે ફરજ હોય છે તેમ મોકલેલા ગવર્નરને માનવુ પણ રૈયતપર તેટલીજ ભારે ફરજ છે જો રાજાને કોઈ રાજાતો માને પણ વાઇસરાય કે ગવર્નરને માટે ખુલ્લે ચોક લોકો આગળ

તે કહેતો ફરે અથવા રાજાને ખબર આપે કે રાજાએ નીમેલા ગવર્નરને હુ તેનો ગવર્નર માનતો નથી તો દુનીઆના દરેક રાજ્યમા તેવો માણસ તે રાજાનો દેશ-દ્રોહી કે બાગી ગણાય છે અને ગણાશે કારણ કે તેમ કરતાં રાજાના હોકમની નાફરમાનીજ થાય છે એટલુંજ નહી પણ રાજના કામને રદ બાતેલ કીધેલુ ગણાય છે

એવીજરીતે લોકો સાચે માર્ગે ચાલે એને માટે પણ એક ખાતુ ખોદાપાકે નીમેલુ છે જેનુ નામ નબુવ્વત કે રિસાલત છે અને જેમ રાજાના હુકમો રૈયતને પોહચાડવાને વાસ્તે જુદા જુદા નાના મોટા ઓધ્ધેદારો હોય છે તેમજ એ ખાતામા પણ નબી, રસુલ, સહાબી, તાબેઇ, તબએતાબેઇ, મુજતહિદ, આલિમ, કુતુબ, વલી, પીર વિગેરે એ ખાતાના ઓધ્ધેદારો હોય છે. જેવીરીતે નાના મોટા બધા અધિકારીઓ ગવર્નરની સત્તા હેઠળ હોઇ રાજ્ય વહીવટની બાબતોમા દરેક રીતે હરેક કાનુન માટે ગવર્નરના ગરજવાન હોય છે, એવીજરીતે ધર્મ વહીવટના મજકુર ઓધ્ધેદારો, રાજાઓના રાજા, ખોદાપાકે નીમેલા વાઇસરાય એટલે રસુલના મોહતાજ કે ગરજવાન હોય છે જેમ દરેક દેશ માટે જુદા જુદા સમયે એકના ગયા પછી બીજા વાઇસરાયની નીમણુક થાય છે, તેમ જુદા જુદા દેશો માટે કે કોમો માટે જુદા જુદા સમયે જુદા જુદા રસુલો અને નબીયોની નીમણુક થતી રહી છે જેમ એક વાઇસરાયના હાથ હેઠળ ઘણા ગવર્નરો હોય છે તેમજ કોઇ કોઇ વખતે એક રસુલની રિસાલત હેઠળ કેટલાક નબીયો મુકરર કરવામા આવે છે

એક નિશાળીઓ પણ જાણે છે કે વાઇસરાય એ શબ્દ ( vice, in place of & rex, a king ) વાઇસ અને રેકસથી બનેલો છે, વાઇસ એટલે " ની જગ્યાએ (કામકરનાર)" અને રેકસ એટલે "રાજા," એના અર્થ કોઇ પણ માણસ પોતે રાજા કે રાજ્યનો ભાગીદાર કરતો નથી, તેવીજરીતે રસુલ કે પેગંબરના અર્થ ખુદા કે ખુદાની જાત કે ખુદાના ગુણોમાં ભાગીદાર હોવાના કોઇપણ કરતો નથી. નિશાળોમા વિદ્યાર્થીઓને, સરકારી ખાતાઓમાં નોકરોને અને પબ્લિકને, શીખવવામાં, જણાવવામા અને ખબર દેવામા આવે છે કે હાલમા તમારો રાજા ફલાણો છે, અને વજીરો કે દરબારી અમીરોનુ નામ નહીં દેતા વાઇસરાયનું નામ, કે ગવર્નરનું નામ રાજાના નામ પછી જરૂર જરૂર શીખાડવામા આવે છે; છતાં તેમ કરવાને કોઇ પણ સરકારી ઓધ્ધેદાર કે ગવર્નર કે વાઇસરાય કે અમીર અથવા વજીર રાજાની મોટાઇ અને સર્વોપરીપણા કે સર્વોપરી સત્તામાં નુકશાનકારક કોઇપણ રીતે ગણતો નથી. કારણકે બધા જાણે છે કે રાજા, રાજાજ છે, અને બીજા બધાઓ પછી તે ગમે તેવા મોટા ઓહદાના હોય, તેના તાબેદાર નોકર છે તેથી કરીને સિદ્ધ થઇ ગયુ કે રાજાનુ નામ પછી જો કોઇ પણ ઓધ્ધેદારનુ નામ તેના ઓધ્ધા સાથે બોલવામા કે લખવામાં કે માનવામાં આવે તો તેથી રાજાની પદ્દીને કઇપણ નુકશાની થતી નથી

મજકુર શકાને બીજીરીતે દૂર કરૂ છુ આર્યસમાજના આગેવાન દયાનંદ સરસ્વતીજીને માટે આર્યસમાજીઓ માને છે કે તેઓને ઝેર ખવાડવામા આવેલુ તેથી તેઓ મરી ગયા (જુઓ પંડિત રાધા કિશન મેહતાના સત્યાર્થપ્રકાશના સવત ૧૯૫૪ના ઉર્દુ તર્જુમાની પ્રસતાવના પાનુ ૨). હવે કોઇ માણસ એમ લખે અથવા બોલે કે "પંડિત દયાનંદ સરસ્વતી, પાપી માણસના ઝેર ખવાડવાથી મરણ પામ્યા" કે જે ફકરામાં પંડિતજીના નામની સાથેજ "પાપી માણસ"ના શબ્દો છે તો તેથી પંડિતજી મજકુરની જે મોટાઇ આર્યસમાજીઓની નજરમાં છે તેમાં શી નુકશાની લાગુ પડવાની ? વળી એ પ્રમાણે બોલવાને કે લખવાને કોઇ પણ માણસ પંડિતજી મજકુરનુ

અપમાન અથવા પડિતજી મજકુરના દરજ્જા કે દામો કે ગુણોમા તેઓનો ભાગીદાર તે પાપી આણસને ગણશે નહીં, તેવીજ રીતે જો "લા-ઇલાહા ઇલ્લલ્લાહો મોહમદુર રસુલુલ્લાહે" એ કલેમામા અલ્લાહના મહાન નામ પછી હઝરત મોહમદ (સલ)નું મુબારક નામ તેઓના મહાન ઓહ્દા સાથે આવે તો તેમા ખોદાપાકની તોહીદ (એકત્વતા)ને શી નુકસાની લાગુ પડે છે તે કોઇપણ ઇન્સાફી સમજુ માણસને સમજાતુ નથી કારણુ કે કલેમા મજકુરના પહેલા ફકરામા ઘણીજ સફાઇ સાથે બયાન કરી દેવામાં આવ્યુ છે કે આખા બ્રહ્માડ, ખોદાઇ, સૃષ્ટ કે પેદા થયલી સઘળી ચીજો જેવી કે આકાશમાં ગ્રહો, સ્વર્ગલોક, દેવતાઓ કે ફિરિસ્તાઓ, અને જમીનપર ઋષિઓ, મુનિઓ, પીરો, પેગંબરો, જિન્નો, અસૂરો, પિશાચો, પાણી, હવા, આગ, પત્થર, ઝાડ, કબર, તાજિઓ, થાનક, ચિલ્લો, આત્મા, શરીર, શરીરનો કોઇપણ ભાગ, વનસ્પતિ, ખનીજ, કે ભૂમી, એમાંની કોઇ પણ ચીજ પૂજ્ય એટલે ઇબાદત કરવાને લાયકની નથી, પૂજા કરવાને લાયક, સૌ કોઇના માલિક અર્થે તાબેદારી કરવાને લાયક ફકત એક "અલ્લાહ" છે કે જે દરેક ચીજને પેદા કરનાર, પાલન પોષણ કરનાર, જીવાડનાર, મારનાર, સઘળા બાદશાહોનો બાદશાહ, સઘળા રાજાઓનો રાજા, સર્વોપરી, સૌનો માલિક, સર્વશક્તિમાન, મોટાઇના દરેક ગુણવાળો, હલકાઇના દરેક ગુણથી પાક છે જે હમેશથી છે અને હમેશ સુધી રહેશે, અને સૌ વસ્તુઓને જાણનાર છે, જે કે કોનો ગરજવાન નથી, જેનો કોઇ પેદા કરનાર નથી, બાલ બચ્ચાઓથી અથવા મા બાપથી અથવા કોઇની સાથે કોઇ પણ તરેહનુ શું કે સબધ રાખવાથી જે પાક છે અને કોઇ પણ બાબતમા તેના જેવો બીજો કોઇ નથી બીજા ફકરામા સાફ સાફ જણાવવામા આવ્યુ છે કે (હઝરત) મોહંમદ તો અલ્લાહના માત્ર રસૂલ છે એટલે અલ્લાહ આલિ-કુલ મુલકના તરફથી તેના સઘળા બદાઓ એટલે આદમીઓ અને જિન્નોને તેના હુકમો પોહચાડવાના અને તેની રાજી નારાજીના કામો બતલાવી દેવાના અને તેની ઝાતને તેના લાયકના ગુણો સાથે ઓળખાવી દેવાના મહાન ઓહ્દાપર તેના તરફથીજ નીમાયલા છે એવી રીતે ખરા દિલથી માની દરેક માણસે પોતાની જીભથી એકરાર કરવો જોઇએ

જો એ બાબતમા એવી શકા પેદા થાય કે કલેમામા તો માત્ર એકજ શબ્દ "અલ્લાહ" છે તેમાં આટલા બધા અર્થ અને ગુણો કેવી રીતે સાબેત થઇ શકે? તો તેનો જવાબ એ કે પોતે કુઆને શરીફમા મજકુર નામની અદર મજકુર ગુણો અને તે ઉપરાત બીજા અનેક ગુણોનો સમાવેશ થયલો બયાન કરવામાં આવ્યો છે (જુઓ સુરએ હશ્રનો છેલ્લો રૂકુઅ અને સૂરએ કુલ-હોવલ્લા) પણુ અફસોસ છે કે "ઓઉમ" શબ્દમા ઇશ્વરનાં કેટલાએક ગુણોનો સમાવેશ થયલો છે કરીને, કુર્આનના મુકાબલામા સાબેત કરવાને દયાનદજીએ પોતાના સત્યાર્થ પ્રકાશના પહેલા સમુલ્લાસમા ઘણાએ ફાફા મારેલા પણ વેદો કે શાસ્ત્રોમા તેનો લગારે પત્તો મળતો નથી. તેથીજ સનાતની પડિતો જેવાકે પડિત ઇંદ્રામણી અને પડિત જગન્નાથદાસ મુરાદાબાદવાળાઓએ તે લખાણને કબૂલ રાખ્યું નથી બલ્કે તેનુ ખડન કીધુ છે.

બીજી વાત એ કે મજકુર કલેમો કુર્આનમા છે પણ બે ભાગોમા જુદે જુદે ઠેકાણે છે પહેલો ભાગ "લા ઇલાહાઇલલલ્લાહ" પારા ૨૬ ના ૬ ઠા રૂકુઅમા અને બીજો ભાગ "મોહમદુર-રસુલુલ્લાહ" પારા ૨૬ના ૧૨મા રૂકૂઅમા છે એકજ ઠેકાણે નહી હોવાના અનેક કારણો છે, તેમાના બે અહીં લખુ છુ. (૧) એ કે બંને સાથે હોવાથી એ બે ફકરા એક આખી આયત બની જતે અને તેથી મુસલ-

માનો તેને સુસ્તીની હાલતમાં પઢી શકતે નહીં (૨) એ કે આયત હોવાને લીધે મુસલમાનો વગર વઝુએ તેને હાથ લગાડી શકતે નહીં. પણ મુસલમાનોના મહાન નબી (સલ) બધી દુનીઆઓ માટે રહમત તરીકે મોકલવામા આવેલા હોવાથી કુરઆનની ખુશખબર મુજબ (પારો ૧૭ રૂકૂઅ ૧૭) * મુસલમાનોને મજકુર કલેમો દરેક હાલતમાં પઢવો અને તેને અડકવુ સહેલ પડે એટલા માટે બન્ને ભાગોને વેગળા પાડી આખી આયત ન રાખતાં આયતના વિભાગ બનાવી દીધા છે. ફલિલ્લાહિલ-હમ્દ

મજકુર કલેમો એટલે ખોદાપાકની તોહીદ સાથે દરેક નબી અને રસુલની ઉમ્મત (અનુયાઇઓ)ને પોતાના રસુલની તસદીક એટલે તેને ખરા દિલથી માનવુ કુરઆને નીચે લખેલી આયતોમાં મુસલમાનોપર ઘણા ખુલ્લા શબ્દોમા વાજિબ કીધેલુ છે—"અલ્લાહપર અને તેના રસુલપર ઇમાન લાવો" (પારો ૪ રૂકૂઅ ૯. પારો ૫ રૂ ૧૭–પા. ૯. રૂ ૧૦—પા ૨૭ રૂ. ૧૭-પા ૨૮ રૂ ૧૫) એટલુજ નહીં પણ કુરઆને પાક તો કહી રહેલુ છે કે જ્યાં સુધી તોહીદની સાથે રસુલની રિસાલત અને નબુવ્વતનો એકરાર નહીં કરે ત્યા સુધી મુસલમાન, ઇસલામી થઇ શકતો નથી, અને મોમિન ઇમાનવાળો થઇ શકતો નથી. "ઇમાન લાવનારાઓ તો તેજ લોકો છે કે જેઓ ખોદા અને તેના રસુલપર ઇમાન લાવ્યા અને પછી (તેઓના ફરમાનોમાં જરાએ) શકા કીધી નહીં." (પારો ૨૬ રૂકુઅ ૧૪) એટલુજ નહીં પણ જો કોઇ મુસલમાન ખુદાપાકની તૌહીદ (એકત્વતા) એટલે કલેમાના "લા ઇલાહા ઇલ લલ્લાહો" વાળા ભાગને રસુલની રિસાલત (પેગામબરી)ને ખરા દિલથી માન્ય રાખવાના ભાગ "મોહમ્મદુર રસુલુલ્લાહ"થી જુદો પાડવાની, જુદો માનવાની કે તદ્દન કાઢી નાંખવાની કોશિશ કરે અથવા તેમ કરવાનો ઇરાદો કરે તો તેવા માણસને ખુલ્લા શબ્દોમા કુરઆને શરીફે કાફિર ઠેરવ્યો છે, "જે લોકો અલ્લાહ અને તેના રસુલનો નકાર કરે છે અને અલ્લાહ (ની તોહીદ) અને તેના રસુલો (ની રિસાલતની તસદીક એટલે સાચા દિલથી માનવુ એ બન્ને ભાગો) ને જુદા પાડવાનો ઇરાદો રાખે છે અને કહે છે કે અમે કેટલાક (ભાગ) ને ખરા દિલથી માનીએ છીએ અને કેટલાક (ભાગ) નો નકાર કરીએ છીએ અને (એવીરીતે) તોહીદ અને અને રિસાલતની) વચ્ચે એવો એક રસ્તો (કે અકીદો) પકડવાનો ઇરાદો રાખે છે (કે જેથી તોહીદ તો કાયમ રહે અને રસાલતનો અકીદો તદ્દન મટી જાય ત્યારે) એવા (લોકો) ખરેખરા કાફિરો છે" (પારો ૬ રૂ. ૧)

જો આ ઠેકાણે એવી શકા ઉભી કરવામા આવે કે મુસલમાનોનો તો દાવો એ છે કે ઇસલામ તો દુનીઆની શરૂઆતથી એટલે હઝરત આદમ (અલ.)ના વખતથી ચાલતો આવેલો છે અને તેથી આગલા પેગમ્બરો માટે પણ "લા ઇલાહા ઇલ લલ્લાહ" ની પછી બીજા પેગંબરોનુ નામ પણ "મોહમ્મદુર રસુલુલ્લાહ"ની પેઠે બોલવુ તેઓની ઉમ્મતોપર જરૂરી હોવુ જોઇતુ હતુ તો એને માટે મુસલમાનો પાસે શી દલીલ છે? નહીં તો સાબેત—થયું—કે આગલા પેગમ્બરોની ઉમ્મતો વાસ્તે એવુ કઇજ નહીં હતુ, માત્ર મોહમ્મદી ધર્મેજ એ નવો કલેમો ઉભો કરી દીધો. ... નો તેનો જવાબ એ છે કે આગલા પેગમ્બરોની ઉમ્મતો વાસ્તે પણ પોતપોતાના પેગમ્બરની રિસાલતના એકરાર માટે એવો કલેમો હોવો કુરઆને શરીફથી સાબેત છે. દાખલા તરીકે હઝરત જનાબ મુસા (અલ)ના સહાબીઓ (રદી.)ને માટે ખોદાપાક ફરમાવે છે કે "જ્યારે (હઝરત ઇસા (અલ.)ની મારફતે તેઓના સાથીઓ

* "તે (અલ્લાહ પાક) શીની હુકમો (તમારે માટે આપવા)મા તમારા પર કોઇ પણ તરેહની સખ્તાઇ વાપરી નહીં.

એટલે) હવ્વારીઓ પર મે વહી મોકલી કે મારાપર અને મારા રસુલ (હઝરત ઈસા) પર ઇમાન લાવો, (પારો ૭ રુકૂઅ ૫).. જુઓ અહીં પણ ખુલ્લી રીતે, ખોદાપાકની તૌહીદની સાથે સાથે તે જમાનાના પેગમ્બર હઝરત ઈસા (અઙ)ની રિસાલત પર ઇમાન લાવવા વાસ્તે કેવો ખુલ્લો હુકમ છે જે ઉપરથી સાબેત થઇ ગયુ કે હઝરત ઈસા (અલ)ની ઉમ્મત અથવા તે વખતના મુસલમાનો "લા ઇલાહા ઇલ લલ્લાહો, ઇસા રસુલુલ્લાહ" એવો કલેમો બેશક પઢતા હતા અને તેવીજ રીતે ઉપર લખેલી અને હવે પછી લખાવલી દલીલોથી હઝરત આદમ (અલ.)ના જમાના સુધી દરેક નબી અને રસૂલની ઉમ્મત માટે એવોજ કલેમો હોવો સાબેત થઈ ગયો કે જેનાપર તેઓના ઇમાન અને ઇસલામનો આધાર હતો.

આ ઉપરથી કલેમએ તૈયેબઃ પઢવાનુ કારણ ખુલ્લી રીતે એજ જણાઇ આવ્યુ કે ખોદાપાકની તૌહીદ એટલે એકજ હોવુ એ માન્યતાની સાથે સાથે દરેક જમાનામા તે વખતમો જે રસૂલ હોય તેને પણ ખરા દિલથી માનવુ એ દરેક રસૂલની રિસાલતના સમયમા જ્યારે સાબેત થાય છે ત્યારે હઝરત મોહમદ (સલ)ની રિસાલતનો દોર શરૂ થાય છે ત્યારથી કેયામત સુધી જે માણસ તૌહીદની સાથે આપ (સલ)ની રિસાલતને ખરા દિલથી કબૂલ નહીં રાખશે એટલે "લા ઇલાહા ઇલ લલ્લાહો મોહમદુર્રસૂ લુલ્લાહ" નહીં કેહશે તો તે કદીપણ મુસલમાન ગણી શકાશે નહીં જેવી રીતે ખોદાપાકે ફરમાવ્યુ કે "અલ્લાહ પર અને નબીયીલ ઉમ્મી (એલકાબ ધરાવનારા) તેના રસૂલપર ઇમાન લાવો." ( પારો ૯ રુકૂઅ ૧૦) કુર્આનની આવી ખુલ્લી આયતોથી મુસલમાનોના કલેમએ તૈયેબની મતલબ એકજ રીતે સિદ્ધ થઇ ગઇ અને તેમા લેશ માત્ર પણ શિર્ક કે ભાગીઆપણાનો સબધ નહોવો સાબેત થઇ ગયો ત્યારે એવા કલેમાને શિર્ક કુફ્ર કેહનારા અજ્ઞાની અને ધોકો દેનાર છે એમ ચોકસ રીતે શુ સાબેત થતુ નથી?

આર્યસમાજવાળા પણ એ વાતનો દાવો કરે છે કે વેદો ઇશ્વરનો તે ઇલહામ છે કે જે જુદા જુદા ચાર ઋષિઓપર ઉતારવામા કે દિલપર નાંખવામા આવ્યો અને તેમાં શિર્ક નથી * ત્યારેજ તો આજે તેઓ મુસલમાનોના કલેમામા શિર્ક છે એમ લખવા તૈયાર થયા છે પણ હુ કહુ છે કે વેદ ઈશ્વરનો ઇલ્હામ (પ્રેરણા) છે એ અકીદા કે શ્રદ્ધાને ચારે ઋષિઓના જમાનામા મજકુર ઋષિઓ સિવાય બીજા લોકોએ ત્યારેજ માની હશે કે જ્યારે મજકુર ઋષિઓએ પ્રથમતો પોતાનો ઋષિ હોવાનો દાવો પ્રગટ કરી પોતાના આત્મિક (રૂહાની) બળ વડે લોકો પાસે તે કબુલ કરાવ્યો હશે. જ્યા સુધી લોકોએ તે ચારેને ઋષિ તરીકે માન્યા નહીં હશે ત્યાં સુધી તેઓએ વેદોને ઈશ્વરના બનાવેલા કે ઉતારેલા કદિ પણ માન્યા નહીં હશે પણ અફસોસ છે કે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા અને સત્યાર્થ પ્રકાશમાં પડિત દયાનદજીના પોતાના કલ્પિત ઘડી કાઢેલા લખાણો શિવાય પોતે વેદો કે ધર્મ ઇતિહાસો કે બીજા કોઇપણ ઋષિ મૂની કૃત ગ્રંથોમાં એ વિષે કઇપણ ખોલાસો મળી આવતો નથી બલ્કે એને ખડન કરનારી સેકડો દલીલો

---

* "પ્રથમ સૃષ્ટિની આદિમાં (દુનીઆની શરૂઆતમા) પરમાત્માએ—અગ્નિ, વાયુ, આદિત્ય તથા અગિરા એ ઋષિઓના આત્મામા એક એક વેદનો પ્રકાશ કર્યો હતો" (પાનું ૧૯૧). "જેવુ ઇશ્વરનુ નિર્ભ્રમ જ્ઞાન (ભૂલોથી પાક) તેવુ જે પુસ્તકમા ભ્રાન્તિ રહિત (ભૂલો નહીં હોય એવુ ઇલ્મ) જ્ઞાનનુ પ્રતિપાદ હોય, તે ઇશ્વરોક્ત (ખોદાનું બનાવેલુ)...એવા પ્રકારના વેદ છે. (પાનુ ૧૯૩) ગુજરાતી સત્યાર્થ પ્રકાશ ૧૯૬૧ના છપાયલાનો ૭ મો સમુલ્લાસ.

મળી આવે છે, (વાંચો આર્યધર્મની કસોટી) ગમે તેમ હોવ અહીં મારે એ દેખાડવુ છે કે ખોદાપાકને તે જેવીરીતે પોતાને માનવાને પસદ રાખે છે તેવીરીતે માનવુ, અને તેના હુકમોને તેનાજ ખાસ સત્ય હુકમો છે એવી-રીતે માનવુ, અને તે હુકમો (ઇશ્વરી આજ્ઞાઓ)-ને, તેઓમા જરાપણ વધઘટ કીધા વગર બજાવી લાવવુ એનો આધાર માત્ર તેજ રસુલ, નબી પેગબર, ઋષિ કે મૂનિના ખરા અત કરણ પૂર્વક માનવાપર છે કે જે ખોદાપાક તરફથી લોકોને સત્યમાર્ગ દેખાડવાના કામપર નિમાયલા હોય. મતલબ એ થઇ કે દરેક ધર્મ આગેવાન કે સ્થાપકને લોકોએ સૌથી પેહલાં જ્યા સુધી ખોદાપાક અને તેઓ વચ્ચે પ્રતિનિધિ માનેલો હોતો નથી ત્યા સુધી તેઓ કદિપણ તેની સુચનાઓ કે આજ્ઞાઓને આધિન (તાબેદાર) થતા નથી અને એને માટે જરૂરનુ અને ઘણીજ જરૂરનું, સૌથી પેહલુ, દરેક ધર્મસ્થા-પકનુ એ કામ હોય છે કે તેનો જે ઓધ્ધો ખોદાપાક, માલિકુલ મુલ્કના દરબારમાં હોય અથવા બીજા શબ્દોમા કહીએ તો જે ઓહ્દા-પર ખોદાપાકે નીમીને તેને લોકો સમક્ષ મોક-લ્યો હોય તે ઓહ્દાને પ્રથમ પોતાના માન-નારા અને નહીં માનનારા દરેક તરેહના લોકો આગળ તે પ્રગટ કરી દે એ વાત કુર્આને શરીફમાં જુદા જુદા રસૂલોના વર્ણનોમા પણ આવેલી છે

દાખલા તરીકે મુસા અને હારૂન (અલ) ફરમાવે છે કે "(ઓ ફિરઔન !) સઘળી દુન્યાના રબ તરફથી બેશક અમે રસુલ (બનાવીને તારી તરફ મોકલવામાં આવ્યા) છીએ (પારો ૧૯ રૂકુઅ ૬) ઇસા (અલ)એ ફરમાવ્યું "ઓ બની ઇસ્રાઇલ (ઇસ્રાઇલ પુત્રો)' બેશક તમારી તરફ હુ અલ્લાહનો રસુલ (બના-વીને મોકલાયો) છુ (પારો ૨૮ રૂકૂઅ ૯), હઝરત નૂહે, હૂદે, સાલેહે, લુતે, શોએબે (અલ) પોતપોતાની ઉમ્મતો આગળ કહ્યુ "સઘળી જહાનોના માલિક તરફથી તમારી તરફ હુ રસુલ (તરીકે મોકલવામાં આવ્યો) છુ" કેટલીક આયતોમા છે કે "હું ભરોસાને લાયક (અમીન) પેગબર છુ)." સુરએ એઅરાફ રુકૂઅ ૮, ૯, ગોઅરાઅ રુકૂઅ ૮, ૯, ૧૦). મજકૂર દલીલોપરથી સાબેત થઇ ગયું કે "લા ઇલાહા ઇલ લલ્લાહો" એ તૌહીદના કલેમા સાથે દરેક રસૂલ જે પોતાનો હોદ્દો જાહેર કરવાને પોતાનું નામ રિસાલતના ઓહ્દા સાથે જાહેર કરે છે તો તેમા કઇ હરકત નથી અને તેમજ આગલા સઘળા નબીયો એ પ્રમાણે જાહેર કરતા આવ્યા છે તેથી ઇસલામે એ નવો કલેમો ચાલુ કીધો એવો આક્ષેપ (તોહમત) ઇસલામપર મૂકનાર યાતો નબુવ્વતના આ હમેશના કાયદાથી અજાણ છે અથવા તો તે લોકોને ધોકો દે છે. તેવીજ રીતે ગવર્નરોના ઓહ્દા અને નામને રૈયત જાણી લે માટે જે લખાણ ઉપર મે નકલ કીધુ છે તે રાજ્યદ્વારી કાયદા પ્રમાણે પોતાનો ખરો ઓધ્ધો લોકોમા જાહેર કરી દેવુ એમા નામના મેળવવી કે પ્રખ્યાતિ મેળવવી નબી (સલ)ને મંજુર હતી એવુ જે અજ્ઞાનીઓનું અજ્ઞાની લખાણ છે તેનું પણ ખોટારૂ સાબેત થઇ ગયુ અને જણાઇ ગયુ કે તેઓને માટે પોતાનો ઓધ્ધો જાહેર કરી દેવો કેટલો જરૂરી છે

વળી "લા ઇલાહા ઇલ લલ્લાહ"ની સાથે જ "મોહમદુર રસુલુલ્લાહ" કહેવુ એની એક ખાસ જરૂર એ પણ છે કે "લા ઇલાહા ઇલ લલ્લાહ"નો માનનાર કે પઢનાર એ વાતનો દાવો કરે છે કે આખી ખુદાઇ કે સૃષ્ટિમા ઇબાદત અને તાબેદારીને લાયક અલ્લાહ સિ-વાય બીજો કોઇ નથી. ઇબાદતની સાથે તા-બેદારીનો શબ્દ એટલાજ માટે વાપર્યો છે કે ઇબાદત એ શબ્દમા મઅબુદની તાબેદારીના અર્થ પણ સમાયલા છે આખી દુનિયાના લોકોનો એ કાયદો છે કે [illegible] દાવાને માટે

દલીલ રજુ કરવાને તેઓ ફરજીયાત માને છે તેથી કરીને જે દાવો એવો કરવામાં આવે જેને માટે દલીલ મોજુદ નહીં હોય તે દાવો ખોટો અને રદ બાતલ ગણાય છે, મજકુર દાવો જ્યારે કોઇના મોઢે નીકળે તો તે દાવાને નહીં માનનાર દેહરિયાઓ અથવા નાસ્તિકો તેમજ તેને જુદી રીતે માનનારમુશરિકો તે માણસને જરૂર પૂછવા ઉભા થશે કે ભાઇ તારા મજકુર દાવાને માટે તારી પાસે શી દલીલ છે? તે ક્યાથી જાણ્યુ કે અલ્લાહ સિવાય બીજો કોઈ મઅબૂદ (પૂજ્ય) નથી? અમુક કામો કરવા થકી તે રાજી થાય છે તેથી તેજ કામો કરવા જોઇએ અને જે કામો કરવાથી તે નારાજ થાય છે તે નહીંજ કરવા જોઇએ. એવી સંપુર્ણ તાબેદારીના ફરમાનોની ખબર તને કોણે આપી? અથવા તે ખબરો તે કોની મારફતે મેળવી? ત્યારે ઇસલામી ધર્મે પોતે તેનો બંદોબસ્ત પહેલાંથીજ એવો કરી રાખેલો છે કે "લા ઇલાહા ઇલ લલ્લાહ" ના દાવા સાથેજ તેની દલીલ કહી દેવામા આવે કે "મોહમદુર રસુલુલ્લાહ" એટલે અલ્લાહને એવી રીતે લોકો પાસે ઓળખાવવા માટે અને તેની રાજી નારાજીના કામોથી લોકોને જાણીતા કરવા માટે તેજ અલ્લાહના મોકલેલા મહાન પેગંબર હઝરત મોહમદ (સલ લલ્લાહો અલૈહે વ આલેહી વ સલ્લમ) ને આધારે મે અલ્લાહને સાચો મઅબુદ ઓળખ્યો અને તેના ફરમાનો પણ જાણ્યાં, એ મારા મજકુર દાવાની દલીલ છે. ત્યારે એ વિવેચનપરથી સાફ જણાઇ આવ્યુ કે "લા ઇલાહા ઇલ લલ્લાહ" એ દાવો છે અને "મોહમદુર રસુલુલ્લાહ" એ તે દાવાની દલીલ છે તો જ્યારે આખી દુનીઆના લોકોનો એ નિયમ છે કે દાવા સાથેજ દલીલ રજુ કરવી જરૂરની છે ત્યારે એટલાજ માટે "લા ઇલાહા ઇલ લલ્લાહ"ની સાથેજ "મોહંમદુર રસુલુલ્લાહ" કહેવુ આખી દુનીઆના કાયદા મૂજબ વાજિબ સાબેત થયો ફ લિલ્લાહિલ હમ્દ. (હઝરત ઇબ્ને શેરે ખુદા મૌલાના મૌલવી સૈયદ મુર્તઝા હુસેન સાહેબ દેવબંદી મદા ઝિલ્લોહુની તકરીર)

વળી "લા ઇલાહા ઇલ લલ્લાહો"ની સાથે "મોહમદુર રસુલુલ્લાહ" જે કહેવામા આવે છે એના ભેદને જે માણસ સમજ્યો નહીં તે માણસ ખરૂં જોતાં તોહીદનેજ સમજ્યો નથી ખ્રિસ્તિઓની હાલતથી ઘણાખરા લોકો વાકેફ છે કે તેઓએ પોતાના ધર્મની ઘણી ખરી વાતોમા ધાલમેલ કીધેલો છે જેમાં ઘણી ભારે કોશિશ કરવાથી કંઇપણ સુધારો થઇ શકે છે પણ જે ધાલમેલ તેઓએ તૌહિદમા કીધેલો છે તે તો એવા પ્રકારનો છે કે કોઇપણ રીતે કયામત સુધી તેનો સુધારો હાલની બાયબલને અનુસરીને કોઇપણ કરી શકતુજ નથી. વાચકો જાણે છે કે તેઓએ કલેમએ તૌહીદ "લા ઇલાહા ઇલ લલ્લાહની સાથે "ઇસા રસુલુલ્લાહ" કહેવુ છોડી દીધુ ત્યારથીજ ત્રીદેવ કે તસ્લિસ અથવા ટ્રીનીટિનો શિર્ક, તે ધર્મને બગાડનાર યાહુદીએ તેઓમાં ચાલુ કરી દઇ હઝરત ઇસા (અલ)ને પોતે ખોદા કે ખોદાનો દીકરો તેઓની પાસે મનાવ્યો એટલુંજ નહીં પણ "એકથી ત્રણ અને ત્રણથી એક" વાળી આયત પણ બાયબલના નવા કરારમાં દાખેલ કરાવી દીધી (જુઓ યોહાનનો પહેલો પત્ર અધ્યાય પની વર્સ ૬–૭–૮ જેને માટે પાદરી મિથર સાહેબ, "નાર્થ ઇન્ડિઆ બાયબલ સોસાયટીની તરફથી મિર્ઝાપુર શહેરના ઓર્ફન સ્કૂલ પ્રેસમાં ૧૮૭૦માં છપાયલી ઉર્દુ બાયબલના નવા કરારના પાના ૭૨૧ના હાશિયાપર, કાઉસમા લખે છે કે "એ શબ્દો (બ્રાકેટ)ની કોઇપણ જૂની નકલમાં મળી આવતા નથી." મળી આવે કયાંથી પાઉલ મહારાજે જ્યાસુધી તેઓમાં દર્શન દીધાં ન હતાં ત્યા સુધી "ઇસા રસુલુલ્લાહ" કલેમએ

તૌહીદની સાથે પઢવાનું ચાલુ હતુ, અને ઇન્જીલ પણ ફેરફારથી બચેલી હતી જ્યારથી પાઉલ યાહુદીએ ખ્રિસ્તિઓમા પગ પેસારો કીધો અને ઇન્જીલમાં પોતાના લખાણો દાખલ કરી તે લખાણોને પણ ઇન્જીલનો ભાગ ખ્રિસ્તિઓ પાસે મનાવ્યો એટલે ઈન્જીલની આયતો પણ બદલાઇ ગઇ, ખુલ્લે ખુલ્લા આવા શિર્કનો અકીદો પણ તેમા દાખલ થઇ ગયો અને તેથી કરીને કલેમો પણ બદલાઇ ગયો. એજ કારણ છે કે ઇસલામે એટલે મોહમદી ધર્મે પોતાનો સૌથી મોટો રૂકન એ કલેમાને રાખ્યો એટલુંજ નહીં પણ કયામત સુધી દરરોજ દહાડામા પાચ વખતે આખી ઇસલામી દુન્યાને હોશીઆર રાખવા અને માસ્ટર આત્મારામ જેવા ખોટા હુમલા કરનારાઓના હુમલાને ઉંચ મિનારાઓ ઉપરથી રદ કરવા ઘણેજ ઉંચે અવાજે અઝાન અથવા બાગમા પોકાર વાનો હુકમ પણ દીધો વળી દરેક ફકરાને બબે વખતે બોલવાનો કાયદો રાખ્યો ' અશહદો અન લાઇલાહા ઇલ લલ્લાહ" બે વખતે અને " અશહદો અ ના મોહમદર રસુલુલ્લાહ ' બે વખતે, એટલે ( દરેક મુસલમાનનો એજ અકીદો અથવા શ્રદ્ધા છે કે) બેશક અલ્લાહ સિવાય બીજો કોઇ પણ પૂજવાને લાયક નથી એની હુ ગવાહી આપુ છુ (અને) બેશક મોહમદ (તો ) અલ્લાહના (માત્ર) રસુલ છે (જેઓના ઓહદામાં કઇ પણ વધઘટ કીધા વગર મુસલમાનો તેઓને એવીજ રીતે માને છે ) એની પણ હુ ગવાહી આપુ છુ અને બે વખતે બોલવાનુ કારણ તો જાહેર છે કે કોઇ બાબત માટે તાકીદ કરવી હોય છે અને પોતાની વાતને સામાન મનમા ઠસાવવી મજુર હોય છે ત્યારે તે બાબત કે તે વાતને એક વખતે બોલ્યા પછી બીજીવાર કહેવું માણસ જાતિનો નિયમ છે અહીં પણ ઇસલામી ધર્મે પોતાના તાબેદારોને જાગૃત રાખવા આ નિયમ મુકરર કરી દીધા છે કે તેઓ કલેમાંએ તૈયેબા 'લા ઇલાહા ઇલ લલ્લાહો' મોહમદુર રસુલુલ્લાહે"ને હમેશ વળગી રહી ખોદાપાકની તૌહીના એકરાર સાથે હઝરત મોહમદ (સલ)ની રિસાલતના એકરારને, આર્યસમાજી-ઓના, ઇનેલાહલ મઝાહિબવાળાઓના કે રેશ-નૅલિસ્ટોના ભભેરવાથી અથવા ધોકો દેવાથી જુદે નહીં પાડે અને આગળ થઇ ગએલી કેટલીએક કોમનોની પેઠે હઝરત મોહમદ (સલ)ને ખોદા, ખોદાના અવતાર, ખોદાના અંશ (અકનુમ) ખોદાના દીકરા, ખોદાના ભાગ, ખોદાના વજીર અથવા ખોદાઇના માલેક ગણે નહીં જો કેપણી ઇસનામી ધર્મવાળો કે પરધર્મી દરેક માણસ જેને ખોદાપાકે જરા પણ અક્કલ અને સમજ શક્તિ આપી હશે તે જરૂર કબૂલ રાખશે કે આટલી બધી દલીલોપરથી તો ખુલ્લી રીતે સાબેત થઇ ગયુ કે "લા ઇલાહા ઇલ લલ્લાહ"ની સાથે "મોહ મદુર રસુલુલ્લાહ" કહેવાનુ ઇસલામે શિર્ક કરાવવાને માટે નહીં પણ શિર્કની દરેક હવાથી દરેક મુસલમાનને બચાવવા માટે રાખેલુ છે, વળી એટલા માટે પણ રાખેલુ છે કે જો કોઇ હઝરત મોહમદ (સલ)ને રસૂલ માનશે તોજ તે બીજા સઘળા નબીઓ અને રસુલો (અઃ) ને, ફકત નબી અને રસૂલ માનશે કારણકે જો તે આપ (સલ)ને રસૂલ નહીં માનશે તો જાહેર છે કે જેવીરીતે આગલા નબીઓની ઉમ્મતો પોતાના રસૂલને કાં રસૂલ નહીં માનતા ખોદા, ખોદાનો અવતાર, તેને દીકરો અથવા તેનો વિભાગ ઠાલમા માને છે તેમ આપ (સલ)ની રિસાલતને નહીં માનનાર અગર જો બીજા નબીઓને નબી માનશે પણ ત ગુમરાહીના અકીદા' સાથે ... જે કુફર અને શિર્ક થશે

## આર્યપંથકી તૌહીદપર એક નઝર.

હવે ચાલો પંડિત આત્મારામના આર્ય-પથને પણ જરા તપાસીએ કે તેઓના અકી-

નામાં, વેદોમાં અને સ ધ્યા જેવી બંદિગમાં ટલી અને કેવી તૌહીદ છે કે જેની હિમાયત ભરોસો રાખી તેઓ ઇસલામી તૌહીદની ાથે તેનો મુકાબલો કરવા મેદાન પડયા છે.'

સૌથી પેહલા પરમેશ્વરની સાથેજ બીજા ે ભાગીઆ તેઓએ બેસાડી દીધા એટલે આત્મા (રૂહ) અને જડપદાર્થ (માદો) જેને તેઓ અનાદિ (અઝલી) માને છે અને પરમેશ્વરના પેદા કીધેલ માનતા નથી (જુઓ નીચે આપેલી નોટ—), સત્યાર્થ પ્રકાશમા તો ત્રણજ ભાગીઆ થય, હવે વેદો શુ કહે છે તે તપાસીએ યજુર્વેદ અધ્યાય ૧૪ મંત્ર ૨૦ મા છે કે " અગ્નિ દેવતા છે, વાયુ દેવતા છે, સૂર્ય દેવતા છે, ચદ્રમા દેવતા છે, વસવ દેવતા છે, રૂદ્ર દેવતા છે, આદિત્ય દેવતા છે, મરૂત દેવતા છે, વિશ્વ દેવ દેવતા છે, બૃહસ્પતિ દેવતા છે, ઇંદ્રિ દેવતા છે, વરૂણ દેવતા છે " અહાહાહા ! ત્રણના બાર થયા વળી યજુર્વેદ અધ્યાય ૩૯ના મંત્ર ૬મા ણ, જે મંત્ર મડદાને બાળતી વખતે ભણાય ે, દરેક દિવસનો એકેક નવો દેવતા મુકરર ્રી બાર દહાડાના જે બાર દેવતા ગણાવેલા ે તેમા ઉપર જણાવેલા દેવતાઓ ઉપ્રાંત (૧) સવિતા (૨) ઋતુ અને (૩) મિત્ર દેવતા વધારે છે એટલે બારના થયા પદર માસ્ટર આત્મારામજી ! હોશિઆર થઇ જાઓ એ ોજ તો વધતી ચાલી હો

હવે એક બીજી ફોજ આવે છે જેને વેત્સાર ઋષિ મધ પીવાડવા અને દુશ્મનોને દૂર કરવા યજુર્વેદ અધ્યાય ૩૪ ના ૪૭મા મંત્રમાં નીચે પ્રમાણે પોતાની મદદ માટે બોલાવે છે 'પંડિત દયાનંદ સર-સ્વતીનું ફરમાન છે * કે વેદસુત્રોને બીજા લોકો પણ એવા મંત્રોથી પોતાના દુઃખની વખતે મદદ માંગે. અને તે મંત્ર નીચે મુજબ છે " અગ્યારમા અશ્વનીકુમાર ! તેત્રીસ દેવોની સાથે સાથે મધ પીવા આપ આવ્યા કરો, (ને અમારા) પાપ માફ કરશો, (અને) દુશ્મનોને (ખુવાર કરી) દૂર કરશો, આપ (અમારા) સારા કામોમાં મદદગાર રેહશો, (અને) અમારી ઉમર સારી પેઠે વધારશો " ટીકાકારો જેવા કે સાયણાચાર્ય વિગેરેએ એવા મંત્રો કે જેમા તેત્રીસ દેવતાઓનુ વર્ણન છે તેની ગણત્રી નીચે મુજબ ગણાવેલી છે, આઠ વસવો, અગ્યાર રૂદ્રે, બાર આદિત્ય, એક યજ્ઞ, અને એક વિજળી મળી કુલ્લે તેત્રીસ થયા હવે ઉપલા પદર અને આ તેત્રીસ અને અશ્વની કુમાર મળી ઓગણપચાસ, પરમેશ્વરની ખોદા-ઇના ભાગીઆ નીકળી આવ્યા કારણ કે દોઆ કે પ્રાર્થના તેનાથીજ માગવામાં આવે છે કે જે ય તો પોતે ખોદા હોય અથવા તો ખોદાની ઝાત, ગુણો (સીફતે) અને કામોમા તેનો ભાગીઓ હોય અને અહીં તો ખુલ્લી રીતે સનાતન ધર્મીઓના માનવા પ્રમાણે વેદના એક અધ્યાયના રચનાર ઋષિએ, અને પંડિત દયાનંદજીના લખ્યા મુજબ મજકુર મંત્રના અર્થ કે જ્ઞાન જે ઋષિને પરમેશ્વર તરફથી ઇલ્હામ (પ્રેરણા) થયલા * તે ઋષિએ, થયલા

*ઈશ્વર જીવ અને જગતનુ કારણ (ખુદા, રૂહ ને માદો)એ ત્રણ અનાદિ છે [પાનુ ૧૯૮). એ ઓના ગુણ, કર્મ અને સ્વભાવ (સિફ્તો, કામો અને ખાસિયત) પણ અનાદિ (કોઈના પેદા કી ેલા નહીં તેવા) છે પા ૧૯૯) ૧૯૧૧મા છપાયલ ગુજરાતી સત્યાર્થ પ્રકાશનો સમુલ્લાસ ૮મો

* વાચો સત્યાર્થ પ્રકાશના ૭મા સમુલ્લાસમા, ઇશ્વરની સ્તુતિ પ્રાર્થનોપાસના, ગુજરાતી તર્જુમાનુ પાનુ ૧૭૩

(૨) જે જે મંત્રાર્થનુ દર્શન જે જે ઋષિને થયું અને જેના પહેલા તે મંત્રનો અર્થ કોઈએ પ્રકા-શિત નહીં કરેલો તે તેમણે પ્રથમજ કર્યો અને બીજાઓને ભણાવ્યા પણ ખરા તે ઉપરથી અદ્યા-વધિ તે તે મંત્રોની સાથે ઋષિના નામ સ્મરણાર્થે (યાદગારીને લીધે) લખાતા આવ્યા છે (ગુજરાતી સત્યાર્થપ્રકાશ ૭ મા સમુલ્લાસનુ પાનુ ૧૯૪–૧૯૫

માંગી ગુહ્ય કરવાની, દુશ્મનોને નાશ કરવાની, આસમાનોમાં મદદ આપવાની અને ઉમર વધારવાની, ચોત્રીસ દેવોથી દોઆ માગી છે અને તેઓની પ્રાર્થના કીધી છે અહીં કોઇ આર્યસમાજી, દયાનંદજીના શિક્ષામાં આવી જઇ મજકુર નામોના, કે દેવ અથવા દેવતા શબ્દના અર્થ, પરમેશ્વર કરવા ઉભો થાય, જો કે તેઓની હંમેશની ટેવ છે તો તેવા માણસે ખુબ યાદ રાખવુ કે જ્યારે વેદો પોતે પોતાના એવા શબ્દોના અર્થ મંત્રોમાજ સ્પષ્ટ રીતે બતલાવી દે તો તે વખતે તે અર્થો વિરૂદ્ધ બીજા કોઇના પણ કલ્પિત અર્થ માન્ય રાખવામા આવશે નહીં એટલાજ માટે યજુર્વેદના ૧૪ મા અધ્યાયનો ૨૦ મો મંત્ર જે સૌથી પહેલા મે નકલ કીધો છે તેમાં ખુલ્લીરીતે વેદે સૌ લોકોને જણાવી દીધુ છે કે ફલાણા ફલાણા નામો દેવ દેવતાના છે પરમેશ્વરના એ નામો નથી એટલે મજકુર નામો ધરાવનારા જુદા જુદા દેવતાઓ છે અને પરમેશ્વર તેઓ સૌ તદન જુદોજ છે માટે હે વેદ ભગવાનના તાબે-દારો! હોશીઆર રહો અને તેઓને પરમેશ્વરના નામો સમજી વેદ વિરૂદ્ધિઆઓ બની ખોટે માર્ગે દોરાશો નહીં

વેદ વિદ્યાથી અજાણ્યુ લોકો અને ખાસ કરીને અંગ્રેજી ભણેલાઓ, દયાનંદજીએ કીધેલા મજકુર ખોટા અર્થોના ફંદામા ફસઇ નહીં જાય એટલા માટે મારા મજકુર દાવાને વધારે સફાઇથી અત્રે વેદ મંત્રો જ સાબેત કરૂ છુ યજુર્વેદના ૭ મા અધ્યાયના ૧૯ મા મંત્રમા તે અધ્યાયના રચનાર ઋષિજી મજકુર તેત્રીસ દેવતાઓને નીચે પ્રમાણે પ્રાર્થના કરે છે, અને એ પ્રમાણે વેદ મજકુરની તાબેદારી કરનારા-ઓને પ્રાર્થના કરતાં શીખવે છે કે "(હે તેત્રીસ દેવો!) જેઓ પોતાની મહિમા સાથે સ્વર્ગમા અગ્યાર દેવતાઓ છો, અને જેઓ જમીનપર અગ્યાર છો અને જેઓ જમીન અને આકાશની વચ્ચેની જગ્યા (ખલા)માં અગ્યાર છો (આપ સઘળા મળીને) આ યજ્ઞને સેવન કરશો." કેમ માસ્તર આત્મારામ! પર-મેશ્વરને કોરે મૂકી યજ્ઞને સેવન કરવા બીજા દેવ દેવતાઓને પ્રાર્થના કરવી શિર્ક નથી તો બીજુ શુ છે? અને હવે તો સાબેત થઇ ગયુ કે તમારા પોતીકા ઉપલા લખાણ મુજબ "વેદોને પરમેશ્વરકે નામકે સાથ દેવ દેવતા-ઓકે નામ જોડના તો કુફ્ર, દોઆઓ ઔર પ્રાર્થનાઓમે જો ખુદ વેદોંકે રચનાર ઋષિઓ મૂનિઓને કી હય, ઔર જીન્હોને વેદ અનુયાઇયોકો સિખલાઇ હય, કહીંભી પરમેશ્વરકા નામ તક નહીં લીઆ ઇસીવાસ્તે વેદિક તૌહીદ પૂરી કમઝોર તો કયા બલ્કે વેદિક તોહીદ, તોહીદ કી પૂરી નાશ કારક હય." વલ-હમ્દો-લિલ્લાહે-અલા ઝાલિક

બીજી એક ઘણીજ જરૂરની વાત મજ-કુર મંત્રથી એ પણ સાબેત થઇ ગઇ કે પંડિત દયાનંદ સરસ્વતી સાહેબે પોતાના સત્યાર્થ પ્રકાશના પેહલા સમુલ્લાસમા ઇંદ્રિ વરૂણ, રૂદ્ર, આદિત્ય વિગેરે જેટલા દેવ દેવ-તાઓના નામ વેદો, શાસ્ત્રો, પુરાણો વિગેરેમા આવે છે તે સઘળા નામોને ચૂંટી કાઢી, નાવા કેફાને ધોકાની જાળમા લઇ પોતાની સમાજમા દાખલ કરવા માટે અને પરધર્મીઓ તેને શિર્ક કહે છે એ હુમલાથી પોતાના પક્ષને બચાવવા માટે પરમેશ્વરના નામો છે એમ દેખાડયું છે તે તદન ખોટુ છે, જેના બે ખુલ્લા કારણો છે —

(૧) તો એ કે જેમ વેદોએ ખુલ્લી રીતે મંત્રોમા લોકોને જાણીતા કરી દીધા કે જુઓ આ નામો માત્ર દેવ દેવતાનાજ છે (યજુર્વેદ અ ૧૪ મ ૨૦), તેવીજ રીતે વેદોએ એક પણ મંત્રમા ખુલ્લુ જણાવ્યુ નથી કે જેમ મજકુ નામો દેવ દેવતાના છે તેવીજરીતે મજકુ નામો પરમેશ્વરના પણ છે જો એક જગ્યાએ પણ વેદ ભગવાનોએ એવી ચેતવણી આપી

જેનું નામ સાવિત્રી મંત્ર છે જેને સનાતન ધર્મીઓ અને આર્યસમાજીઓ એકમતે માને છે. સનાતનીઓ તો માને છે કે તેના જાપથી સઘળા પાપથી આદમીઓ પવિત્ર થઈ જાય છે, બધી મુરાદો (ઇચ્છાઓ) તેને પઢવાથી પૂરી થાય છે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને વેદ ભગવાનો ગાયત્રી મંત્રથીજ જાહેર થયા છે, પંડિતોને એ મંત્રથીજ મુક્તિ (નજાત) મળે છે, અગર જો તેઓ ધર્મની બીજી ફરજોને છોડી દે. મનથી બીક દુર થાય છે, દુઃખ નિવારણ થાય છે, એ મંત્ર ભણનારને કોઇપણ પાપ નુકશાન કરતો નથી. સ્કંદ પુરાણમાં છે કે વેદોમાં ગાયત્રીથી શ્રેષ્ઠ કોઇ ચીજ નથી. ગાયત્રી વેદ ભગવાનોની અને બ્રાહ્મણોની મા છે, તેના પઢનારની હિફાઝત (રક્ષણ) કરે છે એ ગાયત્રી મંત્રને માટે આર્ય સમાજના સ્થાપક (બાની) દયાનંદજી સત્યાર્થ પ્રકાશના ત્રીજા સમુલ્લાસની શરૂઆતના પાનાઓમાંજ ફરમાવે છે કે "માતા પિતા (માબાપ) કે અધ્યાપક (ઉસ્તાદ) પોતાનાં બાલક બાલકીઓને (છોકરા છોકરીઓને) અર્થ સહિત ગાયત્રી મંત્રનો ઉપદેશ કરે (શીખાડે) (પાનું ૩૩) પછી ૩૬મા પાનામાં સંધ્યોપાસન જેને બ્રહ્મયજ્ઞ પણ કહે છે તેવી ખાસ પૂજા કે ઇબાદતની વખતે હોકમ આપે છે કે "જલ સમીપ સ્થિત થઇને નિત્ય કર્મને કરતો થકો, સાવિત્રી અર્થાત ગાયત્રી મન્ત્રનું ઉચ્ચારણ, અર્થજ્ઞાન અને તદનુસાર પોતાના આચરણ કરે, પરંતુ એ જપ મનથી કરવો એજ ઉત્તમ છે." એટલે પાણી પાસે બેસીને રોજીંદુ એ કામ કરે અને ગાયત્રી કે જેનું બીજું નામ સાવિત્રી મંત્ર છે તેને પઢે, તેના અર્થોને ખુબ વિચારે અને તે પ્રમાણે પોતાની ચાલ-ચલગતને સુધારે. (જુઓ) ગુજરાતી સત્યાર્થ પ્રકાશ જગદીશ્વર છાપખાના મુંબઇમાં ૧૯૬૧માં છપાયલ). એવોજ હોકમ પોથી પંચ મહાયજ્ઞ વિધિમાં નિત્યકર્મ વિધિમાં અને પંડિત રામનાથની બનાવેલી પોથી સંધ્યા પદ્ધતિમાં છે.

પંડિત દયાનંદ સરસ્વતિને અને તેઓની સમાજને ખોદાપાકની તૌહીદને માનવાનો ઘણો મોટો દાવો છે તેથી કરીને જે ગાયત્રી મંત્રનીં આટલી બધી તારીફો અને ધામધુમ છે તેના અર્થોને જરા તપાસીએ કે તેમાં તૌહીદ કેટલા દરજ્જાની ભરેલી છે. તે મંત્ર એવી રીતે છેઃ– "ઓઉમ ભુર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ, ધિયો યો નઃ પ્રચોદયાત." એ મંત્ર યજુર્વેદમા અધ્યાય ૩૬નો ૩જો અને અધ્યાય ૨૨નો ૯મો અને અધ્યાય ૩૦નો ૨જો મંત્ર છે એટલે મજકુર વેદમા ત્રણ જગ્યાએ આવેલો છે અને મજકુર ત્રણે ઠેકાણે મંત્રને મથાળે લખ્યું છે કે આ મંત્ર સવિતા દેવતાની પ્રશંસા (તારીફ) મા વૈશ્વામિત્ર ઋષિએ બનાવ્યુ છે વળી અલાહબાદથી પ્રગટ થતો કાયસ્થ સમાચાર તા ૧૨ જાનેવારી ૧૮૯૧ના પોતાના અંકના ૬૧મા પાનામાં લખે છે કે ગાયત્રી મંત્રના રચનાર વૈશ્વામિત્રજી છે સનાતનીઓ અને આર્યસમાજીઓના આગેવાન મનુ મહારાજ પોતાની મનુસ્મૃતિના બીજા અધ્યાયના ૭૬ ૭૭ શ્લોકોમા ફરમાવે છે કે "ઓઉમ"ના ત્રણે અક્ષરોને અને બાકીના ગાયત્રી મંત્રને બ્રહ્માજીએ વેદોથી દોહ્યા (કાઢ્યા) છે ત્યારે તમાશો જોવા લાયક એ થયો કે, દયાનંદજીના મત પ્રમાણે વેદો ઇશ્વરનો કલામ મનાય છે તેથી ગાયત્રી મંત્ર ઇશ્વરનો બનાવેલો હોય પણ વેદ ભગવાન પોતે કહે છે કે એ વૈશ્વામિત્ર ઋષિનો બનાવેલો છે તેવીજ રીતે કાયસ્થ સમાચારવાળા સનાતની પંડિતજી પણ કહે છે અને મનુજી મહારાજ કહે છે કે એ વેદ મંત્ર નથી પણ બ્રહ્માજીએ વેદના મંત્રોનો સત્વ (જોહર) કાઢી પોતે એ મંત્ર બનાવેલો છે. વળી સ્કંદ પુરાણ કહે છે કે ગાયત્રી

મંત્રમાથી વેદો નીકળ્યા, ત્યારે એ મંત્રની સનદ તપાસતા શોધનારને કંઇપણ પત્તો મળતો નથી કે એ મંત્ર ક્યાંથી આવ્યો.

એના અર્થો તપાસવા બેસીએ છીએ તો દયાનંદજીએ એના અર્થ પરમેશ્વરની તારીફના કર્યા છે (જુઓ સત્યાર્થ પ્રકાશના ત્રીજા સમુલ્લાસના શરૂઆતના પાના) એ બાબત યાદ રાખવાની વાત એટલીજ છે કે દરેક ભાષાના દરેક શબ્દના અર્થ ઘણુ કરીને એજ રીતે માન્ય રાખવામા આવે છે (૧) લુગત શબ્દાર્થ કે ડિક્ષનરીમા જે આપેલા હોય છે (૨) તે ભાષા જે ધર્મવાળાઓની ખાસ હોય છે તે ધર્મવાળાઓએ ધર્મની બાબતોમા તે શબ્દના જે અર્થ કીધા હોય તે લેવાય છે ત્યારે દયાનંદજીએ જે અર્થ કીધા છે તે અર્થો ગુજરાતી કે સસ્કૃત ડિક્ષનરી (લુગાત)મા મળી આવતા નથી જેને માટે પાતે માસ્ટર આત્મારામજીનુ કેહવુ ખુલ્લી દલીલ છે કે "(મંત્રો અને શ્લોકોના) સ્વામી (દયાનંદજી) ના ભાષ્ય (અર્થો કે તફસીર) અગ્રેજી ભણેલાઓને ફાંદામા લેવા માટેના છે" (જુઓ આર્યપત્ર હિતકારી તા ૨૪-૧૧-૧૯૦૫ પા૦ ૫ કા ૨) વળી પોતે દયાનંદજીનુ માનવુ છે કે આર્યધર્મ દુન્યામા ચાલુ થવાને એક અબજ છન્નુ કરોડ વર્ષ થયા (જુઓ ૧૯૫૪ ના ઉર્દુ સત્યાર્થ પ્રકાશનુ ટાઇટલપેજ) જે વખતથી વેદો અને શાસ્ત્રો સનાતન ધર્મીઓના કબજામા છે વાસ્તે સનાતન ધર્મીઓની લુગાતમા અને તેઓના ધર્મપુસ્તકોમા જે અર્થ મજકુર મંત્રના આપ્યા હશે તેજ માનવામા આવશે, દયાનંદજી અને તેઓના ચેલાઓ એ અબજ વર્ષથી ચાલતા આવેલા અર્થોને ખોટા ઠેરવી શકતા નથી તેથી કરીને સનાતન પંડિતોએ એ મંત્રના શા અર્થ કીધા છે તે લખુ છુ –

લુધિયાણાની પાસે પટિયાળા દેશી રાજ્યના કસ્બા પાયલના રેહનાર પંડિત અનંતરામ કોટેમલજીએ એ ગાયત્રી મંત્રના અર્થ આવી રીતે કીધા છે કે, "ઓઉમ" એ શબ્દ ત્રણ અક્ષરોથી બન્યો છે (૧) અકાર (૨) ઓકાર (૩) અર્ધમિકાર જેમા "અકાર" વિષ્ણુનુ નામ છે, "ઓકાર" મહાદેવનુ નામ છે અને "મકાર" શકિતદેવીનુ નામ છે આ ઉપરથી સાબેત થઇ ગયુ કે દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશના પહેલા સમુલ્લાસમા "ઓઉમ" શબ્દના જે અર્થ કીધા છે તે તેઓના પોતાના ઘડી કાઢેલા કલ્પિત છે જે કોઇપણ ડિક્ષનરીમા મળી આવતા નથી, પછી "ભુર" એટલે પૃથ્વી "ભુવ" એટલે આકાશ અને "સ્વ." એટલે સ્વર્ગ છે બાકી રહી ગયલી ઇબારતના અર્થ એ છે કે "અમે સુર્યના મોટા અજવાળાપર ધ્યાન ધરીએ છીએ તે અમારા દિલને રસ્તો બતાવે"

સુના કરતેથે શોર પેહલુમે દિલકા
જો ચીરા તો એક કતરએ ખુ નનિકલા

મજકુર અર્થોની નકલો હજારોની ગણત્રીમા હિંદુસ્તાનના જુદા જુદા છાપખાનાઓમા ઉર્દુ ભાષામા બાર વખત છપાઇ પ્રગટ થઇ ચુકી છે પણ આજ સુધી કોઇ પણ પંડિતે તેને ખોટા ગણ્યા નથી બલ્કે તેને કેવી રીતે ટેકો આપ્યો છે તે નીચે લખુ છુ

એ મંત્રમા "સવિતા" શબ્દ છે જેના અર્થ સૂર્ય કે સૂરજ છે (જુઓ દલાલ કૃત શબ્દાર્થ સિંધુ પાનુ ૨૫૦મા ભાસ્કર શબ્દના અર્થ) એટલે એમા ખુલ્લીરીતે સવિતા દેવતા એટલે સૂરજની પૂજા છે તેટલાજ માટે "સૂર્ય નારાયણ ઉપનિષદ"મા સૂર્યની સામે બેસી ગાયત્રી ભણવાનો હુકમ છે. અને તેથીજ તેમા ખોદાપાકને છોડી સૂરજથી હિદાયતનો રસ્તો માગેલો છે વળી તેમા મોટી ખૂબી એ છે કે દયાનંદજી એવા શિર્કથી ભરેલા મંત્રને દિલથી જાપ કરવાને ઉત્તમ માને છે (સત્યાર્થ પ્રા, ૩૬) સનાતન ધર્મી મહાન પંડિત સ્વામી

શ્રી આત્મસ્વરૂપજીએ ૧૮૯૨માં અમેલધ્વાન્ત માર્તણ્ડ નામનુ જે પુસ્તક દયાનંદજીના ખંડનમાં પ્રગટ કીધું હતુ તેના ચોથા મયુખના ગુજરાતી તર્જુમામાં, જે મુંબઇના ગુજરાતી પ્રીંટિંગ પ્રેસમાં ૧૯૦૮માં છપાયલો છે, ઉપલી વાતના ટેકામાં તેઓ લખે છે કે "સૂર્યની ઉપાસના તો, સર્વ વેદસારભૂત ગાયત્રી જ પ્રતિપાદન કરે છે" એટલે સૂરજને પૂજવાનો હુકમ પોતે ગાયત્રી મંત્રમાંજ ખુલ્લે ખુલ્લો છે. (જુઓ પાનું ૫૯—પેલી આવૃતિ)

સત્યાર્થ પ્રકાશના ત્રીજા સમુલ્લાસમા સંધ્યા કરવાના બયાનમાં તેના જુદા જુદા ભાગો દયાનંદજીએ બતલવ્યા છે જેવા કે પ્રાણાયામ, મનસા પરિક્રમણ, ઉપસ્થાન અઘમર્ષણ વિગેરે (જુઓ ગુજરાતી તર્જુમાનું પાનુ ૩૬) તેમા મનસા પરિક્રમણને અહીં દેખાડુ છુ જેમાં કેટલાક દેવતાઓનેજ પોકારવામાં અને તેઓથીજ મદદ માગવામા આવે છે ખોદાપાકનુ નામે નથી તેમજ છએ દિશાએ મ્હોં કરી દરેક દિશાના માલેક જુદા જુદા દેવતાની પૂજા કરવામા આવે છે, જ્યારે મુસલમાનો જો કિબ્લા તરફ એકજ દિશાએ નમાઝ પઢતી વખતે મ્હોં કરે છે તો તેઓને દિશા પુજનાર કહેવા એ લોક હમેશ તૈયાર રહે છે છ દિશાના આ છ મંત્રો અથર્વ વેદ કાંડ ૩ અધ્યાય ૬ વર્ગ ૨૭ના છે પેહલા જે મંત્રના પૂર્વ દિશાના માલેક અગ્નિ દેવતાને શત્રુનો (દુશ્મનો)ને મારવાને નમસ્કાર કરવામા આવે છે તેને "પ્રાચીદિગગ્નિ" કહે છે બીજાને "દક્ષિણાદિગિન્દ્રો" કહે છે કારણ કે તેમા દક્ષિણ દિશાના માલેક ઇંદ્ર દેવતાને દુશ્મનોને મારવાને કહી વિછી, કીડા, મકોડાથી બચાવવા મદદ માગી નમસ્કાર કરવામા આવે છે ત્રીજાને "પ્રતિચ્ચી દિગ વરુણો" કહે છે તેમાં પશ્ચિમના માલેક વરુણ દેવતાને નમસ્કાર કરવામાં આવે છે જેથી એ પૂજા કરનારને મોટા સર્પ અને અજગરો અને રાક્ષસોથી તે બચાવે ચોથાને "ઉદીચી દિક્સોમો" કહે છે તેમાં ઉત્તર દિશાના માલેક સોમ દેવતાને, એના દુશ્મનોને વીજળી જેવા તીરોથી મારે એટલા માટે નમસ્કાર કરે છે પાંચમાને "ધ્રુવાદિગ્વિષ્ણુ" કહે છે કારણ કે નીચેની દિશાના માલેક વિષ્ણુ મહારાજ એને ચાહે અને એના દુશ્મનોનો નાશ કરે તેથી તેઓને નમસ્કાર કરે છે છઠ્ઠાને "ઉર્ધ્વાદિગ્ બૃહસ્પતિ" કહે છે કારણ કે ઉપરની દિશાના માલેક બૃહસ્પતિ દેવતાને પુજા કરનાર નમસ્કાર કરી તેની તારીફ કરે છે,

ઉપર ખાસ વેદ મંત્રથી હુ સાબેત કરી ચુકયો છુ કે અગ્નિ, ઇંદ્ર વિગેરે દેવતાઓજ છે પરમેશ્વરના નામો નથી જેથી વાચકોને જોઇએ કે ધોકા દેનારના ધોકામા આવે નહીં, કારણકે સનાતન ધર્મીઓના અને આર્યસમાજીઓના સત્યાર્થ પ્રકાશના સમુલ્લાસ ૩જાના લખાણ મૂજબ એકેમને માનીતા યાસ્કમૂનીના રચેલા પુસ્તક નિઘણ્ટુના અધ્યાય ૨ ખંડ ૧૬ મા ખુલ્લુ લખ્યુ છે કે પરમેશ્વરના ચારજ નામો છે જો વધારે હોત તો તેઓને આવા મહાન મૂનિજી જરૂર લખતે જેથી સાફ જણાઇ ગયુ કે દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશના પેહલા સમુલ્લાસમા જેટલા નામો લખ્યા છે તે એઓની પોતાની બનાવટના છે વેદ શાસ્ત્રોમા તેનો વધારે પતો નથી અને તે ઉપરથીજ સિદ્ધ થઇ ગયુ કે દયાનંદજીએ પોતાની ઋગ્વેદાદિ ભાષ્ય ભુમિકા અને યજુર્વેદના ભાષ્ય (તર્જુમા)મા જે જે મંત્રોમા અગ્નિ ઇંદ્ર વિગેરે ઘણા દેવતાઓના નામે, અને તેઓની તારીફો, તેઓથી મદદ માગવી, તેઓની પુજા કરવી વિગેરે આવે છે તેને ખાસ એટલાજ માટે બદલી કાઢી કે પર ધર્મીઓની આગળ વેદોમાં બુત પરસ્તી (પ્રતિમા પુજન) નથી એ દેખાડવામા આવે તે દરેક ઠેકાણે પરમેશ્વરનુ નામ લાવી ગોઠવી દીધુ છે જે આલાકીલા મુસલમાનોને જોઇએ કે હમેશ હોશિ-

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૩૩ | (બાકબલ) | (બાયબલ) |
| ૬ | ૩૨ | સામાન | સામાના |
| ૯ | ૮ | જુદે | જુદો |
| ૧૦ | ૧૫ | રૂકે | રૂકો |
| ૧૦ | ૨૨ | સીફ્તે | સીફ્તો |

સેહલી અને સલામત બને તેટલા માટે આફ્રિકાના વતનીઓને ખ્રિસ્તિ બનાવવાની તે લોકોની ગમે તેટલી ઝનૂની કોશીશે હોવા છતા આફ્રિકાનો વતની ધીમે ધીમે પણ ખાત્રી પુર્વક એમ માનતો જણાય છે કે ક્રૉસ (સલીબ) ના કરતા ક્રિસેંટ (હિલાલ)ની છાયા નીચે રેહવાથી પોતાની ઇચ્છાઓ વધારે સારી રીતે તે પાર પડી શકશે અંગ્રેજ હાકેમો કોઇ કોઇ વખત અજાણે કબુલ કરી દે છે કે ખ્રિસ્તિઓના કરતા મુસલમાન રહેવાશીઓ બુદ્ધિમા, નીતિમા અને લડાયક શક્તિમા ઘણા ચઢિઆતા છે

(ઇસલામી) ધર્મનો વધતો જતો ફેલાવો --મી ઓ. માલી આગળ જણાવે છે કે --"ઇસલામ તેના અનુયાઇઓ (તાબેદારો) ને બહાદુર, સ્વમાનવાળા, ઉદાર અને મેટી મેટી ઉતકંઠાવાળા થવાને શીખવે છે અને પેતાના ખ્રિસ્તિભાઇ કે જે પોતાના હક પાછા મેળવવાને ભલા ગોરા આદમીની મદદની રાહ જુએ છે તેનાથી ઉલટીજરીતે, પેગબર (સાહેબ)નો તાબેદાર, પોતાના પવિત્ર (મઝહબી) હક અને આબરૂના બચાવમા તરવાર ખેચવાને હમેશા તૈયારજ હેય છે હાલમા ગયા થોડાક વર્ષમા આફ્રિકાના અંદર પાંચ કરોડ ત્રીસ લાખ રહેવાશીઓએ ઇસલામી ધર્મ સ્વીકાર્યો છે દક્ષિણ ન્યાસા લેન્ડમા કે જ્યાં ૧૯૦૦ની સાલમાં એક પણ મુસલમાન રહેવાશી માલમ પડ્યો ન હતો ત્યા ને આખા દેશમા ઠેરઠેર મસજિદો બાંધી રહેવી છે ગઇ સાલ હરબાર અને કેપની વચ્ચેના પ્રદેશમા દશ લાખ રહેવાશીઓએ ઇસલામી ધર્મ ગ્રહણ કર્યો છે ઇસલામના ઝુડા નીચે મસજીદમા કે રજવાડા કારોબારમા એક સિધિ પણ કોઇપણ જાતની પદ્દિ મેળવવાની ઇચ્છા કરી શકે છે અને મેળવી પણ શકે છે અને ઇસલામ ભેદભાવ કે છુટાપાડવાની વાત વિશે કઇ જાણતો નથી હા, ઇસલામ એ કમ ફેલાતોજ જાય છે અને ફકત આફ્રિકામાજ નહીં પણ આ યુનાઇટેડ સ્ટેટસમા પણ ફેલાતો જાય છે. અમેરિકામાં ત્રણ મહિનની અંદર સો કરતાં વધારે માણસોએ ઇસલામી ધર્મ ગ્રહણ કર્યો છે. ઇસલામનો ફેલાવો યુનાઇટેડ નેગ્રો ઇસલામિક એસોસિએશન (નામના) મંડળવાળાઓને મદદ કરે છે એટલુજ નહીં પણ ફાયદો કરી આપે છે ગ્રેટ બ્રિટન (અંગ્રેજોનુ રાજ્ય) ફ્રાન્સ, સ્પેન અને ખરી રીતે કહીએ તો તમામ ગોરી પ્રજા ઇસલામી ધર્મથી બીએ છે તેમાના કોઇથી પણ ઇસલામને નાખુશ કરવાનુ પરવડી શકે તેમ નથી હિંદુસ્તાન, ચીન, અરબસ્તાન, ઇરાન, અફઘાનિસ્તાન અને તુર્કસ્તાનના કરોડો મુસલમાનોને સીધિઓ પોતાના કીમતી દોસ્ત બનાવી શકે છે. (જુઓ તા ૧૮ મી સેપ્ટેમ્બર ૧૯૨૩નો "ધી બૉમ્બે ક્રોનિકલ" પા ૬ કાલમ ૬.)



"… હિંદ" નામનું પુસ્તક … હિંદુસ્તાનમાં … મા … …
…નુ તેનો તરજુમો ગુજરાતી ભાષામાં … પ… …
…મા છપાયો છે, એમા કર્તાએ … હિંદુ ધર્મ તથા … …
… પણ ભાષાતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાઓનો પણ …
…રી બતાવ્યો છે, એમાં માત્ર મુકાબલોજ છે એટલુંજ નહિ પણ મુસલમાની ધર્મમાં ખુદાને
…માનવો તથા ફીરસ્તાઓને કેમ માનવા, પેગમ્બરોને કેમ માનવા, કીતાબોને કેમ માનવી ઇત્ય
તથા પાંચે બીનાએ ઇસ્લામનું પણ વર્ણન છે ટુકામાંથી નીકાહ, તલાક, હરામ, વિ બાબતો
માટે ઇસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે તેનો ઉત્તર આપી તે ધુળ તેઓના મ્હોંપર
પાડી છે અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે દ મલા તરીકે કુરઆનની ફસાહત ઉપર
શંકા, તે બૈબલથી લેવાયલું, કુરાનમાં આત્માને માટે કંઇએ નથી, તેમા જનતમા ખાનાપીનાનું
લખેલું છે ચંદ્ર ફાટવાના ચમત્કાર ઉપર શંકા, જેહાદ ઉપર શંકા, એકથી વધુ સ્ત્રીઓ સાથે
નીકાહ કરવા ઉપર શંકા, તલાકપર શંકા, દત્ત પુત્ર જૈદે (રદ) પોતાની સ્ત્રીને મુકી દીધી પછી
હજરત મોહમદ (સલ) સાહેબે તેણીની સાથે નીકાહ કીધા તે ઉપર શંકા, હદીસોપર પાચ
શંકા, મેરાજ ઉપર શંકા, નમાજ પર શંકા, રોજા પર શંકા, જકાતપર શંકા વિગેરે પારસી-
ઓના પુસ્તકોથી હજરત મોહમદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી ઇત્ય એની પહેલી
આવૃતી તદન ખપી જવાથી બીજી આવૃત્તિ છપાવી છે જેમા આર્યાઓનું ખંડન પણ ઘણું
વધાર્યું છે બીજી આવૃત્તિની પ્રસ્તાવના ખાસ વેદના ખંડનમાં જોવા લાયક છે કીંમત રૂ.
૩ પેઇ વગર

સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતી કી રૂ ૧। અને અંગ્રેજી કી. રૂ. ૧॥ એમા
આર્યાઓને રદ છે ઘણું ખરૂ તેઓના માનેના પુસ્તકોથી અને ખાસ દયાનંદના પુસ્તકોથી
દયાનંદીઓનું ખંડન છે એને પ્રગટ થયાને ૭ વર્ષ થયા હજુ કોઇએ જવાબ આપ્યો નથી

બૈબલ પરિક્ષા કી આ ૨ એમા ૧૦૦ દાખલાથી બૈબલમા ફેરફાર થવાની સાબેતી છે

કુરઆનમાં પરીવર્તનનું પરાવર્તન આર્ય સમાજીઓએ કુર્આનમા ફેરફાર થવા
માટે શંકાઓ પ્રગટ કીધેલી તેનો જોવા લાયક ખોલાસો દેખાડી વેદોમા થયલા ફેરફાર, સંસ્કૃત
જૂનીભાષા નથી વિગેરે અજાયબ જેવી વાતો સિદ્ધ કીધી છે. કિ માત્ર પોસ્ટેજ

ગુજરાતી ઇજહારૂલ હક કિ. રૂ ૩ પ્રાન્તિઓના ખંડનમા

ઇંગ્રેજી ઇજહારૂલ હક કિંમત માત્ર પોસ્ટ ખરચો ઇંડિયા તથા આફ્રિકા માટે ०॥
ગઉરલકને ચેતવણી ઇંગ્રેજીમા કીંમત આના ૬

આર્ય ધર્મનું ખંડન અને ઇસલામનું મંડન } કી ૧ ફકત પોસ્ટેજ
આર્ય (ગ્રંથો અને) ધર્મની કસોટી }

ઇસ્લામ પ્રચારક ભાગ ૧

બીજી ગુજરાતી, ઉર્દુ દીની કિતાબો માટે કુતુબખાનાની લીસ્ટ મંગાવી વાકેફ થશો

મળવાનું ઠેકાણું.

**મેનેજર—કુતુબખાનએ સાદેકીયહ**

રાંદેર. જીલ્લે સુરત.